ૐ

# પુષ્પમાળા

અને

# જીવન–ધર્મ.

લેખક,

ઝવેરી કાન્તિલાલ સારાભાઈ

અને

શાહ કલ્યાણભાઈ શકરાભાઈ.

પ્રકાશક,

ઝવેરી કાન્તિલાલ સારાભાઇ

કસુંબાવાડાની પોળ–અમદાવાદ.

સંવત ૧૯૮૪. અને ૧૯૨૮.

આવૃત્તિ ૧ લી. પ્રત ૧૦૦૦.



કિંમત રૂા. ૦–૩–૦

શ્રી જિનેન્દ્રાય નમઃ

# પુષ્પમાળા

અને

# જીવન–ધર્મ.

## મનુષ્યજીવનની સાર્થકતા શી રીતે કરી શકાય ?

આ મનુષ્યભવ અને તેમાંએ વળી જૈનકુળમાં જન્મ તે દુર્લભ છે. કેટલાએ સુકૃત્યોના અને પુણ્યના પરિણામરૂપ આ શ્રાવકનો જન્મ મળ્યો છે તો શા માટે એળે જવા દેવો ? દુનિયાની સોબતમાં તમારો સોબતી સાચો જૈન હોવો જોઇએ જો તમને સારી સોબત અને સત્સંગતિ નહિ મળી હોય તો ધર્મ કાર્યમાં ખલેલ પહોંચશે. મનુષ્યજીવનની સાર્થકતા માટે ધર્મી બનવું. ધર્મ એજ તારક છે, સાચી મુક્તિના માર્ગે લઇ જઇ, સારૂં ફળ અપાવનાર છે. મનુષ્યભવની અંદર જેટલો બની શકે તેટલો સદ્ભાવનાથી ધર્મ કરવો; પરોપકાર, પર દયા, અને 'અહિંસા પરમો ધર્મ' એ સુત્રને યથાર્થ સમજી તેનું યોગ્ય પાલન કરવું; 'અહિંસા પરમો ધર્મઃ' એ જૈનોનો મુખ્ય સિદ્ધાંત છે, વધ થતો અટકાવવો; પશુપક્ષીની રક્ષા કરવી, નાના જીવોને પણ બચાવવા એ શ્રાવકોની ફરજ છે; પરોપકાર એટલે બીજા

ઉપર બદલાની આશા રાખ્યા શિવાય ઉપકાર કરવો તે. પરદયા એટલે ગમે તે પ્રાણી ઉપર દયા રાખવી તે. ધ્યાનમાં રાખજો કે સ્વદયા વિના વાસ્તવિક પરદયા નથી. સ્વદયા એટલે આત્માનું ભલું કરવું તે. જો આત્માનું ભુંડું થતું હોય તો તે દયા કરવી પણ નિરર્થક છે. જૈનશાસ્ત્રોમાં ભાવ-દયાની મૂખ્યતા ગવાય છે. તેનું રહસ્યજ આ છે. દીન દુખીયાની શ્રાવક દયા કરતો હોય, મારનારના પંઝામાંથી મરતાને બચાવતો હોય તેમાં પણ ઝરો તો ભાવદયાનોજ વહેતો હોવો જોઇએ–'કે દુર્ધ્યાન કિંવા હિંસા કરીને એનો આત્મા દુ:ખી ન થાય અને ઉપેક્ષા કરીને મારો આત્મા ધર્મથી વંચિત ન થાય." ભાવદયા કહો કે સ્વદયા કહો એની ભાવનાજ આ એક છે '**પ્રભુનો માર્ગ** અથવા **સમ્યગ્ જ્ઞાન, દર્શન અને ચારિત્ર.**' જે ઉપકાર, જે દયા, અથવા જે દાન તમે કરતા હો તે પ્રત્યેકમાં 'ઉભયના હાથે' જો આ ભાવનાનું રક્ષણ થતું ન હોય તો તે ઉપકાર વિગેરે વાસ્તવિક ઉપકાર રૂપ ન સમજશો.

*

"માનવી ! નકામો ક્ષણિક મદમાં શું છલકાય છે ! આ "ચાર દિવસની ચાંદની, અંતે અંધારી રાત." જેટલાં સુકૃત્યો થાય એટલાં કરી લે, આવતા ભવનું ભાથું બાંધી લે; નહિ તો આ ક્ષેત્ર વિશાળ છે, જ્યાં ત્યાં રખડવું પડશે; ભોગવિલાસો ચાર દિવસના છે; સ્વદયાની ભાવનાપૂર્વક

પરોપકાર, પરદયા અને પરમાર્થ ત્રણ સૂત્રો પ્રમાણે કર્ત્તવ્ય કરવા તત્પર થા. ના સમજીશ કે પુણ્યાનુબંધી પુણ્ય ઉપાર્જન કર્યા શિવાય ક્યાંઈ પણ સુખ છે? આખો સંસાર દુઃખોથી ભરચક છે.

*

જીવનનું ધ્યેય ફક્ત પૈસા કમાવા, મોજમજાહ કરવી યા રંગરાગ કરવા તે નથી. બલ્કે પરોપકાર, સુકૃત્યમાં આગળ પડતો ભાગ લઇ જનતાની સેવા કરવી, ધર્મ પ્રવૃત્તિમાં રચ્યાપચ્યા રહેવું તેજ છે. આ જમાનો પ્રગતિનો છે તે વાત સાચી છે, પણ ધર્મના સિદ્ધાંતોને અડગ રીતે વળગી રહી સત્ય પ્રવૃત્તિ કરવી તેમાંજ મનુષ્યજીવનની સાર્થકતા છે.

*

વિદ્વાનો મહાન પુરૂષના ચારિત્ર્યની નિંદા યા ખોટી ચર્ચા કરતા નથી; પણ આજના સ્વચ્છંદી યુવાનો જેમ ફાવે તેમ ગોળા ગબડાવે છે.

*

ધર્મ ઉપર તને પ્રેમ છે? જો એમ હોય તો સમય ગુમાવતો નહિ, કારણ ગુમાવેલી ક્ષણ કરોડો સોના મહોરોથી પણ ખરીદી શકાતી નથી.

*

સ્વમાન, આત્મજ્ઞાન, અને આત્મનિગ્રહ આ ત્રણ સદ્‌ગુણોથી માણસનું જીવન ઉત્તમમાં ઉત્તમ બને છે.

*

ચારિત્ર્ય એ એક એવો હીરો છે કે જે દરેક બીજા પત્થરને ઘસી શકે છે.

*

જેની પાસે સમકિત રૂપ અમૂલ્ય હીરો છે તે ધનહીન છતાં ધનવાન છે; કારણ કે ધન તો એક ભવમાંજ કિંચિત બાહ્ય સુખ આપી શકે છે, પણ સમકિત તો ભવોભવમાં અનંત સુખ આપી શકે છે.

*

ધર્મના કાર્ય પાછળ ગાળેલા સમય માટે અને મહાત્માઓના વચનો તરફ આપેલા લક્ષ માટે તમારે કદી પસ્તાવો કરવો પડશે નહિ.

*

ધર્મની અને સમાજની હિતકર સેવા કરવી એ હંમેશાં મહાન્ અને ઉમદા કાર્ય છે. તેના માટે દરેક પ્રભુભક્તે મંડયા રહેવું જોઇએ.

*

જીવન ક્ષણભંગુર છે, અને કર્તવ્યક્ષેત્ર વિશાળ છે, પરંતુ તમે શું કર્યું ? ધર્મની-તીર્થની-રક્ષા કરવા તૈયાર છો ? તમારૂં જીવન નિયમિત છે ? ન હોય તો બનાવવા યત્ન કરો.

*

પ્રભુ આજ્ઞાનું સામ્રાજ્ય તો તમારા હૃદય ઉપર હોવુંજ જોઈએ.

*

સંપૂર્ણ ચારિત્ર્ય પાળ્યા શિવાય કોઇપણ મનુષ્ય મહાન્ થયો નથી.

*

સન્માર્ગે ચાલીએ તો સમય એ, આપણા કલ્યાણને માટે આપણને મળેલો અમૂલ્યમાં અમૂલ્ય ખજાનો છે.

*

તમારા જીવનની પળેપળમાં પ્રભુના શાસનનું જ રટણ કરો.

*

જે જે સમયે જીવ જે જે ભાવમાં પ્રવર્તે છે, તે તે સમયે તેવાં તેવાં શુભાશુભ કર્મ બાંધે છે.

*

આ જગતમાં અયોગ્ય માર્ગે લઇ જનારાં ઘણાં હોય છે, પણ હિતાર્થનો ઉપદેશ આપનારા કોઇક વિરલાજ હોય છે.

*

જેઓની પાસે શિલરૂપી અલંકાર છે તેઓના દેવતાઓ પણ સેવક થઇને રહે છે. સિદ્ધિઓ પણ આવીમળે છે, અને સંપત્તિ તો સમીપેજ હાજર રહે છે.

*

માણસ જ્યાંસુધી કોઇપણ વસ્તુ માટે પરિશ્રમ ઉઠાવે નહિ, ત્યાંસુધી તે વસ્તુ તેની મેળે આગળ આવી પડતી નથી.

*

ધર્મ કાર્ય કરવાની તમારી મરજી છે? જો એમજ હોય તો આજ ક્ષણનો ઉપયોગ કરો. તમે જે કાંઇ કરી શકો; અગર જે કાંઇ કરવાનો તમને ખ્યાલ હોય તેનો પ્રારંભ કરો.

નબળાં માણસો તકને માટે રાહ જોઇ બેસી રહે છે. મજબુત માણસો તક મેળવે છે.

*

સાચામાં સાચું, ખરામાં ખરૂં ડહાપણ ઉચિત કાર્યનો દૃઢ સંકલ્પ છે.

*

નમ્રતા એ ઉન્નતિના શિખરે ચઢવાની નીસરણી છે, એ એક સાધારણ રીતે સાબીત થયેલી બાબત છે.

*

સદ્ધર્મની ભાવનાઓ પ્રકટાવવામાં સમય વાપરવો તે ઉત્તમમાં ઉત્તમ કાર્ય છે. ધર્મ વિના મનુષ્યનો ઉદ્ધારક બીજો કોઇજ નથી.

*

"સાચું તે મારૂં" એ ઇચ્છા હરકોઇ મનુષ્યને થવીજ જોઇએ.

*

માણસે સત્કાર્યમાં ફતેહ મેળવવી હોય તો તેને પોતાના સઘળા ઉત્સાહથી કુદી પડવું જોઈએ.

*

સાંકળની મજબુતાઇ તેના ખરાબમાં ખરાબ અંકોડાના જેટલીજ હોય છે.

*

તમારા જીવનની પળે પળે તમને ધર્મના માટે અવકાશ જણાશે.

*

બધાં કાર્યો એકી સાથે શરૂ ના કરશો, કે જેથી તેમાંનું એક પણ કાર્ય સારી રીતે થઈ શકે નહિ.

*

ધારો તો દરેક પળ તમને તમારા ધ્યેયની વધારેને વધારે સમીપ લઇ જવા ઈચ્છે છે.

*

માણસ જ્યારે સ્વાર્થત્યાગ કરી સમાજ, ધર્મ, અને તીર્થના રક્ષણ માટે તૈયાર થાય છે, ત્યારેજ તે સાચો મનુષ્ય બને છે.

*

આ જીંદગી ધર્મજીવન જીવવા માટે છે. ધર્મજીવન જીવવાથી આત્મા અલ્પ સમયમાં અગાધ સુખ મેળવી શકે છે.

*

બુદ્ધિમાન્ મનુષ્યોએ ખારા સમુદ્રમાંથી રત્નની જેમ અસારમાંથી સારને ગ્રહણ કરવો એજ ઉત્તમ છે.

*

સત્પુરૂષો તથા સદ્ગુરૂઓનો સમાગમ આ લોકમાં તો શું પણ પરલોકમાં પણ આત્મીય સુખાર્થે છે.

*

જે કોઈ મનુષ્ય સંકલ્પથી પણ બીજાની ઉપર હિંસાનું ચિંત્વન કરે, તો તે પાપથી પોતાના આત્માનેજ દુઃખની ભૂમિકામાં પાડે છે.

*

"કાળા માથાનો માનવી શું ના કરે?" આ કહેવત પ્રમાણે વર્તવા દરેકે દરેક મનુષ્યે મચ્યા રહેવું જોઈએ.

*

"The word impossible was found in the dictionary of fools only!" 'અશક્ય' એ શબ્દ ફક્ત મૂર્ખાઓનાજ શબ્દકોષમાં મળે છે, બાકી માનવી ધારે તે કરી શકે.' પણ આ ધાર્યું કરવાની શક્તિ કેવલ આત્મહિત માટેજ કેળવવી જોઈએ.

*

પ્રશંસાની ઇચ્છા રાખો નહિ, પણ પ્રશંસા થાય તેવાં કાર્યો કરો, લાયકાત વગર માન મેળવવાની અભિલાષા ના રાખશો. સાચી પ્રવૃત્તિ કરો, સદ્ધર્મની પ્રવૃત્તિ કરો, પછી સૌ કોઈ તમારી લાયકાતની કદર કરશેજ.

*

સ્વાશ્રયી, સહનશીલ, શાંત, મળતાવડા, ધીર, વીર, અને ગંભીર બનશો તોજ કર્તવ્યપરાયણતામાં આગળ ધપશો.

*

વૈર લેવું તે હલકાઇનું કામ છે, ત્યારે ક્ષમા કરવી તે મ્હોટાઇનું કામ છે; વૃક્ષો પત્થર મારનારને પણ ફળો આપે છે.

*

જે પ્રાણી હંમેશાં નિર્દયપણે અને અવિરતપણે નિરપરાધી પ્રાણીઓની હિંસા કરે છે, તે આ સંસારને વિષે પરિભ્રમણ કરે છે.

*

યોગ્યતા પ્રમાણે વર્તવું તે વિવેકી પુરૂષોના વિવેકનું પરિણામ છે.

*

સદ્‌ગુરૂ અને પુણ્યના પ્રભાવથી શું શું પ્રાપ્ત નથી થતું?

*

પ્રભુના દર્શનથી સુખ થાય છે તો સ્પર્શથી અધિક આત્મીય સુખ પ્રાપ્ત થાય તેમાં શું આશ્ચર્ય ?

*

જૈનો માટે, તીર્થ કારણ માટે સ્વાર્પણ જેવો બીજો કયો આત્મભોગ હોઈ શકે ?

*

આપત્તિ હંમેશાં શ્રાપ સમાન હોતી નથી, પહેલી આફત પાછળથી ઘણીવાર સુખદાયી થઈ પડે છે, મુશ્કેલીઓ એ કસોટી છે. કાંચનને તપાવ્યાથી અતિ ઉજ્વળ બને છે.

*

જેનામાં દૃઢ સંકલ્પશક્તિ નથી, તેનામાં ડહાપણ નથી.

*

જે કાંઇ શુભ કાર્ય હાથમાં લ્યો તેમાં સર્વોપરિ બનવા પ્રયત્ન કરો, કર્તવ્ય કરશો તોજ સત્ય વસ્તુ સમજી શકશો.

*

આપણે જે કાંઇ કાર્ય કરીએ તે બહુજ સારી રીતે કરવું જોઇએ, અને તે માટે કાર્યની શરૂઆત કર્યા પછી કાર્યમાં સંપૂર્ણ ફતેહ મળે ત્યાં સુધી અવિરતપણે યત્ન ચાલુ રાખવો જોઇએ.

*

જે કાર્ય તમે કદી પણ કર્યું ના હોય, તે કાર્ય કરવાનો પ્રસંગ મળે તો તે કદી પણ ગુમાવતા નહિ.

*

સમય કિંમતી છે! એક ક્ષણ પણ કરોડો સોના મહોરોથી ખરીદી શકાતી નથી. Timo is money. વખત પૈસો છે.

*

સાચા મિત્રોની કસોટી આપત્તિનાજ સમયે થાય છે. A friend in need is a friend indeed. જરૂરીઆત વખતે જે મિત્ર કામમાં આવે તેજ સાચો મિત્ર છે. આ જમાનામાં ખુશામતીયા અને લાલચુ મિત્રો ઘણા હોય છે, માટે સાવચેત રહી ધર્મી મિત્રનોજ સમાગમ કરવો એજ શ્રેયસ્કર છે.

*

દુનિયાની માયાવી રચનાઓ, દુનિયાની ધમાલો, ધર્મ કરવા ઇચ્છનારને પણ તેની ઇચ્છા પરિપૂર્ણ કરવા દેતી નથી; તે બંધનો છે; બહાર નીકળનાર અંદર પૂરાઇ જાય છે. ફાંફા મારતાંયે ફાવી શકતો નથી; પણ જ્યારે ત્યાગનો સંપૂર્ણ પાઠ ભણી, તે પ્રમાણે વર્તે ત્યારે તે બંધનોને કાપી નાખે છે, અને બહાર જતો રહે છે, એટલે કે ધર્મના માર્ગે પ્રતિગમન કરી શકે છે.

*

સંસારનું ક્ષેત્ર વિશાળ છે; આ ક્ષણભંગુર જીંદગીમાં જો પ્રભુના માર્ગે પુણ્ય ઉપાર્જન નહિ કરી શકો તો ગમે ત્યાં ભટકવું પડશે, ત્યાં બચાવવા કોણ આવશે?

*

કર્ત્તવ્યપરાયણતાનાં બણગાં ફુંકનારાઓ કોમ સેવા, સમાજ સેવાના, જ્વલંત પાઠો પઢાવનારાઓ કદી કદી ધર્મને ઠોકર મારી કર્તવ્ય કરવા નીકળી પડે છે. શું આને સેવા ગણી શકાય કે? નવયુવકો ધારે તે કરી શકે. દુનિયાના જતા વહેણમાં શા માટે આપણે તણાવું? ધર્મ અધર્મના ભેદને ન સમજી શકીએ તો સારૂએ જીવતર ધુળ છે? સાચી સેવા, સાચી ભક્તિ તો જિનેશ્વરની છે.

*

સારી અથવા નરસી વસ્તુને કોણ સમજી શકે છે? જેના હૃદયમાં ધર્મનો વાસ હોય તેજ સારી અથવા નરસી

વસ્તુને સમજી શકે છે. પહેલાના વખતમાં કોઇપણ વ્યક્તિને પોતાના વિચાર જાહેર કરવા હોય તો તેનું હેતુ, કારણ વિગેરે સવિસ્તર જણાવવું પડતું હતું, પણ આજકાલના લેખકો તો ફક્ત પોતાને સારૂં લાગ્યું માટે લખ્યું એમજ સમજે છે. જે ગ્રંથમાં લેખકને શ્રદ્ધા ન હોય તેજ ગ્રંથનું પ્રમાણ આપે છે. આવા વગર સમજે અને વગર વિચારે લખનારાઓ શાસનનું નિકંદન કાઢે છે. કાગળ પેનસીલ મળ્યાં અને લખતાં આવડ્યું એટલે લખ્યું એ કેવો જુલમ? બોલનારાઓ પણ મોટે ભાગે જાણે આવું જ સમજ્યા હોય તેમ વિચિત્ર રીતે વર્તે છે.

*

જીવનનું ધ્યેય (પ્રભુ આજ્ઞા) નક્કી કર્યું; પણ કરેલા ધ્યેય પ્રમાણે વર્તન થાય તો કેવું સારૂં? જે પ્રવૃત્તિ આત્માને અયોગ્ય માર્ગે લઇ જનાર હોય તથા બુદ્ધિને વિહ્વળ કરી નાખતી હોય તે પ્રવૃત્તિ તરફ લક્ષ્ય ના રાખવું. સત્ય માર્ગ તરફ જ લક્ષ્ય રાખવું.

*

કવિત્વ પ્રાપ્ત કરીને જો તેનો ઉપયોગ અયોગ્ય લખાણ લખવ.માં કરવામાં આવે તો તે ખરેખર નિંદવાજોગ છે.

*

स्नेहमूलानि दुःखानि । રાગ એ દુઃખનું કારણ છે. કારણ કે અત્યંત આસક્તિ ધરાવવાથી સ્નેહ થાય; સ્નેહથી

સંયોગ થાય અને સંયોગથી વિયોગ પણ થાય—અને તેથીજ દુ:ખ ઉત્પન્ન થવાને સંભવ છે. સ્નેહીનો વિયોગ દુ:ખ ઉત્પન્ન કરવાને કારણભૂત છે,—સ્નેહ એક દુ:ખનું કારણ છે. જ્ઞાનીઓ કહે છે કે સંસારની કોઈ પણ વસ્તુ ઉપર તમે આસકત ન થાવ. જો આસકત થયા તો તે વસ્તુ ત્યાજ્ય હશે તો પણ તમોને તે ગ્રાહ્ય દેખાશે અને ફકત તેનાજ બચાવ માટે ધર્મને અને અધર્મને ધર્મ ગણાવી દેવા જેવી તમારામાં અવળી બુદ્ધિ જાગતાં પણ વાર નહિ લાગે. સ્ત્રી પુત્ર ધન દોલત ઈત્યાદિ સર્વ પોદ્‌ગલિક વસ્તુઓ સુખનાં સાધનો છે એમ ભવાભિનંદી પ્રાણીઓ માને છે અને સર્વેને આ સાધનોથી સુખ થાય છે એવી તેઓની માન્યતા છે. પણ જ્ઞાનીઓ કહે છે કે સાચા સુખી થવાનો રસ્તો એ નથી—સુખી થવાનો સત્ય માર્ગ તો ધર્મ છે. ત્યાગ અને સંયમ વિના સુખ કોણે દીઠું છે? તમારી ભાવનાઓને કેવળ સંયમ અને મોક્ષની અનુરાગી બનાવો, પછી જુઓ કે તમારા જીવનમાં કેટલો બધો અપૂર્વ ફેરફાર માલુમ પડે છે?

*

જિનેશ્વર દેવોના માર્ગમાં 'સમ્યગ્‌જ્ઞાન, દર્શન, અને ચરિત્ર' શિવાય ચોથી વસ્તુ નથી. શ્રીજિનેશ્વર ભગવાનના અગીયાર અંગ, બાર ઉપાંગ, ચૌદ પૂર્વ આદિ તમામ આગમમાં દ્રવ્યાનુયોગથી માંડી કથાનુયોગ સુધીના ચારે પ્રકારના સાહિત્યમાં એ એકજ વસ્તુ સમ્યગ્‌ જ્ઞાન, દર્શન

**અને ચારિત્ર** ભરેલી છે. ભગવાનના એ વચનોમાંથી અને આગળ વધીને કહીએ તો જીવન ચરિત્રોમાંથી હવે અન્ય વસ્તુ શી રીતે કાઢી શકાય? આપણી કથાઓ વિગેરેમાં ઘણા ઘણા પ્રકારનું વર્ણન આવે છે. તે વર્ણન પણ સમ્યગ્ જ્ઞાનાદિ ત્રણ વસ્તુઓનુંજ પ્રતિપાદન કરતું હોય છે, પરંતુ નહિ કે કોઇ ચોથી વસ્તુનું. ભગવાનના શાસ્ત્રોમાંથી જો કોઇ પૌદ્‌ગલિક સાધનાની–અર્થ કિંવા કામની વસ્તુ કોઇ તમને કાઢી બતાવતું હોય અથવા તમારૂં પોતાનું મન લલચાતું હોય તો કહેજો કે એ ખોટું છે. ભગવાનના સમ્યગ્ જ્ઞાનાદિકથી અન્ય વસ્તુ અને અન્ય ભાવનાની પ્રરૂપણા કરનારો જગતનો મોટામાં મોટો અહિતકર્ત્તા છે.

*

"જૈનશાસનના હિતચિંતકો તથા તેના અનુયાયીઓનું એકજ ધ્યેય હોવું જોઇએ કે "શાસ્ત્રો ઉપર અડગ શ્રદ્ધા રાખવી." આપણે એ વિચારવું જોઇએ કે **"मतिरल्पा शास्त्रं तु गहनं"** મતિ અલ્પ છે અને શાસ્ત્ર ગહન છે. શાસ્ત્રનાં વચન અગાડી હું તે કોણ? શાસ્ત્ર ન હોત તો અંધ સરખા અમારી હાલત શી થાત? શાસ્ત્ર જે કહે છે એજ અમારે તો પ્રમાણ છે.

*

સંયમ સારૂ છે એમ બધા કબુલ કરે છે, પણ તેને પાળનારા તો થોડાજ હોય છે. સંયમ એટલે ત્યાગ–ત્યાગ

કોનાથી બની શકે? ધારે તો દરેક ત્યાગ કરી શકે છે, પણ સંસારી જીવોથી એ નથી બની શકતું. દુનિયા ભલે ગમે તેમ કરતી હોય, પણ જ્ઞાનીઓ કહે છે કે સંયમ એ મોક્ષનું પગથીયું છે—પણ આ બધું આપણે નથી સમજી શકતા. સારી વસ્તુને ગ્રહણ કરનારા કેમ થોડા હશે? કારણ કે તે કાર્ય સંસારીઓના મનથી કઠીણ છે—માણસ ધારે તો ગમે તે કરી શકે છે, પણ ધારવું એજ મોટી મુશ્કેલીની વાત છે ને? ધારીએ તો મોક્ષ પણ ક્યાં આઘું છે, પણ ધારીએ તો ને? સંયમ સુખકારક, દુઃખહારક અને શારીરિક સંપત્તિને ટેકો આપનાર છે. સંયમી બનો—બની શકાશે? હૃદયમાં ભાવના ઉત્પન્ન કરશો તો કોક દિવસ સુકૃત્યો કરવાનું મન થશે.

*

આત્મા કહે છે કે "આ રસ્તો સારો છો માટે ત્યાં જા. શરીર કહે છે કે, ઇંદ્રિયોની લોલુપતા શાંત કર—શ્રી જિનેશ્વર દેવોનાં વચનોથી સુવાસિત થયેલું હૃદય સાક્ષી આપે છે કે સત્યના પંથે વિચરવું; પણ પાછો વળી શરીરનો ચમકારો—જા, આ ભોગવિલાસ તારા માટે છે. સદ્ગુરૂ કહે છે કે સાચો રસ્તો શ્રી જિનેશ્વર પ્રભુનો છે, માટે આમ આવ. ભોગપિપાસુ હૃદય વિચાર કરે છે, આમ જાઉં કે આમ જાઉં?

મહાનુભાવો ! પૌદ્ગલિક ઈંદ્રજાળમાં ફસાશો; પટકાશો તો છેક ખાડામાં પડશો. સદ્ગુરૂએ દર્શાવેલા સત્યનાજ પંથે વિચરો.

*

કોઇ ધર્મમાં અતિ તલ્લીન થઇ જાય છે, ત્યારે લોકો તેને 'ગાંડો' કહે છે; પણ તવે વખતે તે માણસે દુનિયાની તલભાર પણ પરવા કરવી નહિ. પરંતુ પોતે કરેલી શુભ પ્રવૃત્તિ તરફજ લક્ષ રાખવું. આ જમાનામાં મિત્રો પણ એવા હોય છે કે ઉંચે જતા પ્રાણીને દોરડાથી એકદમ ખેંચીને નીચે પાડવામાં તૈયાર, અને પાછા ઢોંગ કરીને રોવામાં પણ તૈયાર. સારા રસ્તે ચઢનાર બહુ થોડા છે, બાકી પડનાર ઘણા છે; આથી એમ નથી સમજવાનું કે આપણે ચઢવાની મહેનતજ ના કરવી; ચઢવું તો ખરૂંજ પછી ભવિષ્યમાં જે થવાનું હોય તે થાય. સારા કૃત્ય ઉપર નિશાન તાકીને, ઉત્તમ ફળ ધ્યાનમાં લઈને, પણ તે કૃત્ય તો કરવું પછી ત્યાં આગળ "શું થશે ?" એવા વિચારો રાખવાજ નહિ. આત્માને સ્થિર બનાવવાને યત્ન કર્યા કરવો.

*

પોતાની તુલના કરી જોવી, પણ પ્રતિજ્ઞા લીધા પછી પ્રતિજ્ઞાનું પાલન થશે કે કેમ ? એવી કુશંકાઓ લાવવીજ નહિ. કારણ કે નિયમ, વ્રત ઇત્યાદિ લીધા પછી ભાગ્યેજ કોક અજ્ઞાની અને અણસમજુની વૃત્તિ તે નિયમ તોડવા પ્રત્યે જાય છે. બાકી જે શુભ વૃત્તિથી નિયમ લે છે તે ઘણા

ખરા પાળી શકે છે. સમ્યગ્દષ્ટિએ તો શુભ પ્રવૃત્તિ કરવી; કૃષ્ણુ ભગવાને અગીયારસનું વ્રત આરાધ્યું; નેમનાથ સ્વામીએ અવિરતિના ઉદયવાળા કૃષ્ણુ મહારાજને પણુ આરાધના કરાવી અને તે શ્રીકૃષ્ણુ મહારાજે આરાધી પણુ ખરી. મનની ઈચ્છા ન હોવા છતાં પણુ લેવાયેલ નિયમ પછીથી દૃઢ ભાવના અને ઉત્કટ પરિણામને ખેંચી લાવે છે.

*

દુનિયા સ્વાર્થને માટે રડે છે; દુનિયા પોતાનાજ સ્વાર્થની વાત કરે છે, પણુ દુનિયા કાંઈ તારા હિતને માટે રોતી નથી. તું જો એમ સમજતો હોય કે સ્નેહીઓ, સગાં-વહાલા તારા માટે રડે છે તો એ માન્યતા ભૂલી જા. આખુ જગત્ સ્વાર્થી છે; માતપિતા, ભાઇભાંડું કાકા, કાકી, મામા, મામી તથા બેન ઈત્યાદિ સર્વે દુનીયાના સંબંધી સ્વાર્થી છે; અરે, પરોપકારનો ઢોંગ કરનારા પણુ દુનિયાના સુધરેલા સ્વાર્થી છે. આ દુનિયામાં તારૂં કોઈ સગુંજ નથી; તારા આત્માના હિતાર્થે કોણુ સગું થવા આવ્યું ? ખ્યાલ છે ? દુનિયાના કુટુંબીજનો જ્યાંસુધી પોતાનો સ્વાર્થ હશે, ત્યાં સુધીજ ભાઇ કેમ ? આવ્યો બા ? ઇત્યાદિ વિવેકી પ્રશ્નો કરશે, યાદ છે ? તારા તરફની પાંચ પૈસાની આશા હશે ત્યાં સુધીજ પેલા દુનિયાના પરોપકારી તારો ભાવ પૂછશે, પણ પછી તારા સામું જોવા કોઇ નહિ આવે ? જ્યાં કામ સર્યું એટલે " તમે તમારે રસ્તે ને અમે અમારે

રસ્તે;” આમાં ભાગ્યેજ અપવાદ હોય છે, પણ પ્રાય: આવી ઘટમાળ છે. માટે સંસારી જીવડા, તારા આત્માના કલ્યાણાર્થે ધર્મ કરી પુણ્ય ઉપાર્જન કરવા લક્ષ્ય રાખ. હવે એ ભોગ વિલાસો ઓછા કર, અને આત્મજાગૃતિના પગથીયા ઉપર પ્રાત:કાલના સોનેરી કિરણોના પ્રકાશની સાથેજ તું ચઢી જ, તો સંસારરૂપી સમુદ્ર તરી પેલી પાર જઈ શકીશ, નહિ તો પછી વહાણુ ભરદરીયે ડુબશે; ત્યાં બચાવનાર કોઈકજ મળશે, માટે વેળાસર જાગી, ચેતી, ઉઠ અને કાંઇક કરવા પ્રતિજ્ઞા લે; ધર્મથી આત્માનો ઉદ્ધાર કર્યા વિના, ધર્માભિમાન વિના સાચુ સુખ નથી. આજે ધર્મમાં આડે આવનારને બેશરમ ટીકા કરનાર ઘણા છે, પણ તેમની બહુલતાથી ગભરાઈશ કે મુંઝાઈશ મા.

*

ઉત્તમ પુરૂષો પારકાના સહાય ઉપર નથી જીવતા, પણ પોતાનાજ સ્વાશ્રયને અવલંબીને રહેનારા હોય છે. ઉત્તમ પુરૂષો ખપ જેટલુંજ બોલે, અને તે પણ ઉપકારકર્તા વચનજ બોલે–પ્રભુની વાણી અનુભવેલી અને તમામ [illegible]ોને રહેનારી છે, પણ ગ્રહણ કરનારની શક્તિ અનુસાર તે ગ્રહણ કરી [illegible]કે છે પ્રભુની વાણીમાં કોઇ પણ [illegible]ની ખામી છેજ નહિ, પરંતુ શ્રોતા વર્ગની રૂચિ [illegible]ાણે ત ગ્રહણ કરે છે, માટેજ પ્રભુએ કહેલી વાણી એ અમૃતનું ઝરણું છે. પીવાય તેટલું પીઓ. સાગરના કાંઠે જાત જાતના પશુ પંખી, મનુષ્ય આદિ પાણી પીવા આવે છે,

બધા આ ખલકના મુસાફરો છે, તેવીજ રીતે પ્રભુની વાણી-રૂપ ઝરણામાંથી તમે ગમે તેટલું પીશો તો પણ તે તો અખંડજ છે. પ્રભુ ઉપકારી છે. માટે મહાનુભાવો, આ સમજી પ્રભુની વાણીનો સદુપયોગ કરો, અને તેમના રસ્તે ચાલશો તોજ તમારા જીવનની સાફલ્યતા થઇ કહેવાશે. તમારામાં તાકાત હોય તો તે સદ્ધર્મની વૃદ્ધિ માટે વાપરો, પણ તમારી તાકાતને અધર્મ પાછળ તો નજ વાપરો.

*

જગતમાં આત્મા અને પુદ્ગલ બે વસ્તુઓ છે, અને બન્ને અનાદિ છે અને તેમના સબંધ પણ અનાદિ છે. આત્માનો ધર્મ ચેતન્ય અને પુદગલનો જાડય છે બંધ અને નિર્જરા કાયમની ચાલુ રહે છે. અત્યારે તો આવક વધારેને જાવક થોડી થાય છે; જો આવક ઓછી થાય અને જાવક વધારે થાય તો આત્મા લઘુકર્મી બને છે, અને છેવટે કર્મ-હીન અને સિદ્ધ સ્વરૂપી બની શકે. આત્મા અને પુદ્ગલનો જે કાયમનો સંબંધ છે તે ત્યાજ્ય છે, પણ તે ત્યાજ્ય વસ્તુથી આપઘાત કરીને ન છુટી શકાય. એતો પ્રભુની આજ્ઞા પ્રમાણે ધર્મનું આરાધન કરાય ત્યારેજ છુટાય.

*

ઉપસર્ગ અને પરિષહોને મહાત્માઓ કસોટી માને છે; કસોટી વગર માણસ ધર્મમાં દૃઢ બની ન શકે; મહાત્માઓ ઉપસર્ગ અને પરિષહ સહન કરવા સારૂં હમ્મેશાં સજ્જ રહે છે.

ઇંદ્રિયો એ આત્માના સેવક છે; મહાત્માઓ ઇંદ્રિય-લોલુપ્તાને કદી પણ વશ થતા નથી; નિંદા અને ઉપસર્ગ કરનારના ઉપર મહાત્માઓ ઉલ્ટો ઉપકાર કરે છે; મહાત્માઓ કદી પણ તેઓના ઉપર રોષ કરતા નથી. સાચા મહાત્મા ગમે તેટલી નિંદા થતી હોય ગમે તેટલાં અપમાન સહન કરવાં પડતાં હોય છતાં સત્ય માર્ગમાંથી ચલાયમાન થતા નથી.

*

આ સંસાર એ દાવાનળ છે, કીચડ છે. વિચારો કે શ્રીજિનેશ્વરના મંદિરમાં દર્શન કરતાં પણ શું વિચારો ઉદ્‌ભવે છે " આજે દુકાને વહેલા જવું પડશે; આજે ફલાણા ભાઇને હુંડી આપવાની છે." કલ્પી શકો છો ? શ્રીજિનેશ્વર પ્રભુના મંદીરમાં આવા વિચારો છાજે ? ત્યાં તો શુદ્ધ ભાવનાથી, અને હૃદયની નિર્મળતાથી જવું જોઇએ તથા દર્શન, પૂજા ઇત્યાદિ કરતાં પણ જિનેશ્વર પરમાત્મા પ્રત્યેજ હૃદય પ્રેરાતું હોવું જોઇએ. સારી ભાવનાઓ ઉત્પન્ન કરો. "મારાથી પ્રભુની સેવા થાય તો કેવું સારૂં ? " એવા વિચારો કેમ નહિ આવતા હોય ? હજી સંસારનો મોહ નથી છુટયો માટે ચેતો.

*

ધર્મિના હૃદયમાં ફક્ત બે વસ્તુઓએજ વાસ કર્યો છે. જિન અને જિનમત. ધર્મનો સાચો સેવક પોતાની નિંદા કરનારને

કાંઇ પણ કહેતો નથી, પણ શાસનની નિંદા સાંભળતાં તેનાં રૂંવાડાં ઉંચાં થઈ જાય છે, **અને હૃદયમાં ધર્મની સાચી લાગણીઓ ધર્માભિમાન પ્રદિપ્ત થાય છે.**

*

શા માટે તપસ્યાઓ કરો છો? આ લોકના ઐહિક સુખ માટે? " મારૂં સારૂં થાય એ ભાવનાથી ?-" કે મારી પ્રશંસા થાય એ ઇચ્છાથી? " મહાનુભાવો! તપસ્યા કરવાનો મુખ્ય હેતુ તો કરેલાં કર્મને ખપાવવાનોજ છે, તપસ્યાઓ કરી કીર્તિની ઈચ્છા ન રાખો પણ આપણે કરેલાં કર્મોનો નાશ કરવા માટે તપસ્યા કરીએ છીએ એવી શુભ ભાવના રાખો. જો કે કરાતી શુભ ક્રિયા ભાવના વિના કરાતી હોય તો પણ તે નકામી તો નથીજ, છતાં સદ્‌ભાવનાથી કરાયેલ કાર્ય અધિક જોઇતું વાસ્તવિક મોક્ષરૂપી ફળ આપે છે. કરવા ખાતર કરવું; અથવા તો બધા કરે છે માટે કરવું એવી ભાવના ના હોવી જોઇએ.

*

'**श्रेयांसि बहु विघ्नानि**'શ્રેય કાર્ય કરવામાં ઘણાં સંકટો આવે છે, છતાં ધાર્મિક પ્રવૃત્તિમાં જય મેળવવાની ઇચ્છા રાખનારે તો તે સઘળી આપત્તિઓને ગણકારવી ના જોઇએ. આત્મા પ્રતિબોધ પામ્યો, એટલે દુનિયા કહેશે 'આ ગાંડો બન્યો છે' પણ જગતના જુઠાણા ભરેલી નિંદાઓને સહન કરવા જેટલી સહનશીલતા મેળવવી જોઈએ. મુખ્ય વાત તો એ છે કે જ્યારે માણસ દુનિયાની નિંદા સહન કરવા જેટલો સહનશીલ બને, ત્યારેજ તે સત્ય માર્ગ ઉપર ચાલી શકે છે.

તમારા કાર્યને વખાણનારા કે ટેકો આપનારા થોડા મળશે, પણ સત્ય પ્રવૃત્તિની નિંદા કરનારા, તેને ઉતારી પાડનારા ઘણા મળશે; પણ ધ્યાનમાં રાખજો કે દુનિયામાં એવી દુર્જનોની ખાણ પાકી ન હોત તો સજ્જનોની કીંમત શી રીતે થાત ? દુર્જનોની દુર્જનતા સામે ટક્કર ઝીલવી એ સજ્જનોને સજ્જનતાની પરીક્ષામાં પસાર થવાની ખરેખરી કસોટી છે.

*

તમને કોના વચનપર શ્રદ્ધા છે ? તમે કોની પ્રશંસા કરશો ? ઓ જૈનો, પ્રભુ મહાવીરે બતાવેલા માર્ગ ઉપર અને ધર્મ ઉપર શ્રદ્ધા રાખો અને પ્રશંસા કરો.

*

જે સાંભળવાને યોગ્ય હોય તેટલુંજ સાંભળો; અયોગ્ય વચન સાંભળવાથી તમારૂં પોતાનુ જ્ઞાન પણ નાશ પામે છે.

*

ત્યજવા યોગ્ય વસ્તુઓનો ત્યાગ કરી, સાચા જૈન બનો, શાસનના સેવક બનો.

*

આંતરિક ભાવથી મહાવીરના વચનો ઉપર અને તેમણે બતાવેલા માર્ગ ઉપર શ્રદ્ધા રાખો અને તે પ્રમાણે વર્તન રાખો.

'મારૂ તે સાચું, એ ભાવના દૂર કરો; તમારા વિચારો અને તમારી માન્યતાઓ [illegible]

મહાવીર પ્રભુએ બતાવેલો માર્ગ સાચો છે, અમને તેમાં અડગ શ્રદ્ધા છે એવીજ ભાવના રાખો.

*

તમારા હૃદયમાં વાસો કરી રહેલા કામ, ક્રોધ, માન, માયા અને લોભ એ શત્રુઓનો નાશ કરવો. આત્માના સાચા સ્વરૂપને ઓળખવું હોય તો કામ, ક્રોધ, માયા અને લોભ દૂર કરો—આ શત્રુઓ તમારા હૃદયને કોતરી ખાશે. માટે ચેતો, આંખ ઉઘાડી તમારી ઉન્નતિ માટે આ વસ્તુઓ દૂર કરો.

*

તમારા હૃદયમાં સાચો ધર્મ સ્થાપો. જૈનધર્મનાં તત્ત્વોનું અધ્યયન કરી, તેને વર્તનમાં મુકો—જૈન ધર્મ ફરી ફરી મળવો મુશ્કેલ છે ? સુકૃત્યોના પરિણામમાં તમે જૈન કુળમાં જન્મ્યા છો, તો આવતા ભવનું ભાથું બાંધવા પુણ્ય ઉપાર્જન કરવા, ધર્મ પ્રત્યે સદ્‌ભાવના રાખો.

*

પ્રભુ પૂજા મારૂં કલ્યાણ કરે એવી ભાવના રાખો પણ પ્રભુ પુજા મને લક્ષ્મી અપાવે યા કીર્તિની માળાઓ પહેરાવે એવી ઈચ્છા ના રાખો. સંસારાદિકના સુખો માટે પ્રભુની બાધા માન્યતાઓ રાખો તે શું સુચવે છે ? પ્રભુની ભક્તિ શા માટે કરો છો ? પ્રભુ મારા શરીરનું સારૂ કરે ! પ્રભુ મને લક્ષ્મી અપાવે, ઇત્યાદિ ઈચ્છાઓ રાખીને, પ્રભુ એ

સ્વામિ છે તેમને સેવક બનાવવાની અને કાર્ય ન સરે તો ધર્મ ઉપરથી બહુ માન ઓછું કરવાનીજ વર્તણુક કરીને અને સ્વાર્થની લાલસાઓ રાખીને પ્રભુની ભક્તિ ન થાય ? એનું નામ તો લોકોત્તર મિથ્યાત્વ કહેવાય છે. પ્રભુની ભક્તિ નિઃસ્વાર્થ હૃદયથી, એકાગ્રતાથી અને નિર્મળ ભાવનાથી કરશો તો આત્માનું કલ્યાણ સાધી શકાશે.

*

કહે છે કે જગતમાં રહીને પણ ધર્મ થઈ શકે છે પણ તેમ કયારે થઈ શકે તે સમજાય છે ? સાચો ધર્મી દુનિયામાં રહે, પણ માત્ર નામનોજ. જેમ 'ધાવ ખેલાવે બાલ.' દુનિયાના વ્યવહારમાં પ્રવૃત્ત ન રહેતાં, ધર્મ પ્રત્યેજ તે વધારે પ્રેમભાવ રાખે. આપણે એમ નથી સમજવાનું કે ધર્મતો સાધુઓ માટેજ છે; ધાર્મિક ક્રિયાઓ તો સાધુંઓનેજ કરવાની છે; ભૂલો છો, કર્મના બંધ ઓછા કરવા સારૂ ધર્મની સર્વ જરૂર છે પણ તે કરવા માટે જ્ઞાનની પણ જરૂર છે; કારણ જ્ઞાન એ દીવા સમાન છે; જેમ રસ્તો ભૂલેલાને માર્ગ ઉપરનો દીપક દૂર દૂર પ્રકાશ ફેંકી રસ્તો બતાવે છે તેમ જ્ઞાનરૂપી દીપક ધર્મમાર્ગથી પતિત થયેલાને ધર્મનો (મોક્ષનો) રસ્તો બતાવે છે. સાચો ધર્મી કોણ ? પ્રભુએ બતાવેલા માર્ગ ઉપર શ્રદ્ધા રાખી ધર્મકાર્યમાં પ્રવૃત્ત રહે તે.

*

આત્મા શરીરરૂપી ઘરનો માલીક નહિ પણ ભાડુત છે. આત્માએ સમજવું જોઈએ કે આ ભાડાનું ઘર એક દિવસ તો નક્કી છોડવાનુંજ છે; તો ત્યાં સુધીમાં શા માટે પોતાનું એકઠું ના કરી લેવું? જે આત્મા પુણ્ય કાર્ય નથી કરતો, ધર્મની પણ સાધના નથી કરી શકતો; અને જ્યારે ઘર ખાલી કરીને જાય છે એટલે કે મૃત્યુના વખતે પણ પોતાની ભૂલનો પશ્ચાતાપ નથી કરતો તે કર્મરૂપી બંધનમાંથી શી રીતે છુટી શકશે? **દુનિયાની વાતો સમજાવનારા, વ્યાપારના રસ્તે ચઢાવનારા ઘણા મળશે, પણ ધર્મના રસ્તે ચઢાવનારા તો કોક વીરલાજ મળશે. સદ્‌ગુરૂઓને અને ઉપાશ્રયોને હસી ના કાઢશો.** સમજાયછેને આ બધી વાતો?

*

વાતાવરણ ઉપર પણ ધર્મિ બનવાનો આધાર રહે છે. દાખલા તરીકે તમારો મિત્ર સાચો ધર્મી હોય, હંમેશાં દેહરે, ઉપાશ્રયે જતો હોય તો જરૂર તમારા હૃદયમાં તેના જેવા થવાની ભાવના આવશે, અને તેની સત્સંગતિના પરિણામરૂપ તમને ધર્મરૂપી રત્ન સાંપડશે. 'સોબત તેવી અસર,' સારી સોબત હશે તો તમે સારા બની શકશો. આ બધું સમજી કાંઈક વર્તનમાં મૂકો એજ ઇચ્છા.

આપણો યુવાનવર્ગ આજે કર્તવ્યપરાયણ હોવાનો દાવો કરે છે, પરંતુ આપણી પાઠશાળાઓ, વિદ્યાશાળાઓ જેના ઘોષોથી રસ્તાઓ ગાજી ઉઠતા હતા તે આજે જુજ સંખ્યામાં છે. યુવાન વર્ગ આ બાબતમાં ધારે તે કરી શકે પણ ધારવું એજ મુશ્કેલ છેને ! પાઠશાળાઓ જેના ઉપર આપણા બાળકોના સંસ્કારો ઘડવાનો મુખ્ય આધાર છે તેને વ્યવસ્થિત કરવા માટે યુવાન વર્ગ કાંઇ કરશે કે ? વધુ શું ! યુવકો તો ઉત્સાહી છે ના ? શક્તિવાળા છે ના ? ચૈતન્યશાળી છે ના ? આગળ આવી કાંઈ કર્તવ્ય કરી શકાશે કે ? આજે જ્ઞાન, દર્શન અને ચારિત્ર ત્રણેમાં આપણે ઘસાતા જઈએ છીએ તેનો ઉદય કરવા માટે કોઈ આત્મા જાગે છે કે ?

*

દુનિયામાં બે સરખા મનુષ્યો કોઇ પણ વાત જાહેર કરે, તો દુનિયા કદાચ બન્ને તરફ લલચાય; પણ એક સારો અને બીજો ખરાબ માણસ કઇ વાત જાહેર કરે, તો પ્રજા સારા મનુષ્યના ઉપર વિશ્વાસ મુકી કર્તવ્ય કરશે. એક બાજુ વીતરાગ કાંઇ કહેતા હોય અને બીજી બાજુ અવીતરાગ કાંઇ કહે તો પ્રજા વીતરાગના વચન ઉપરજ શ્રદ્ધા રાખશે એટલાજ માટે આપણો સિદ્ધાંત છે કે ‘પુરૂષવિશ્વાસે વચનવિશ્વાસ’ પરંતુ ‘વચનવિશ્વાસે પુરૂષવિશ્વાસ’ નહિ. એક માણસ મીઠાં અને પ્રિય વચન બોલે છે, એટલાજ ઉપરથી તે વિશ્વાસપાત્ર નથી બનતો. દુનિયામાં છુપાં પાપકર્મ

કરનારાઓને મીઠું બોલતા તો બહુજ સારૂં આવડે છે! સોના કરતાં કાંસાનો રણુકાર વધારે જ હોય છે.

*

શ્રેણીક મહારાજાએ એક વખતે સભામાં અભયકુમારને પૂછયું કે દુનિયામાં ધર્મી ઘણા કે અધર્મી? અભયકુમારે જવાબ દીધો કે અધર્મી ઘણા છે, ધર્મી તો જુજ છે. ધર્મના દંભી પણ ઘણા હોય છે.

શ્રેણીક મહારાજાએ બે મહેલ કરાવ્યા, તેમાં ધોળા મહેલમાં જેટલા ધર્મી હોય એટલાં આવે, અને કાળા મહેલમાં અધર્મી હોય તે આવે, એમ જણાવ્યું. આ વખતે બે વ્યક્તિઓ શિવાય બધા ધોળા મહેલમાં બેઠા. શું આટલા બધા ધર્મિ હશે?

શ્રેણીક મહારાજાએ પેલા કાળા મહેલમાં બેઠેલા બે માણસોને પૂછયું, ભાઈ તમે અધર્મી છો? હા; અમારાથી ગુરૂ મહારાજે આપેલા બે નિયમો તુટયા છે તેથી અમે અધર્મી છીએ. શ્રેણીક મહારાજ સમજી શકયા કે ફક્ત એજ જણા ખરા ધર્મી છે.

*

જ્યારે જ્યારે આપણે આપણા પુર્વ ઇતિહાસના ઉંડાણમાં ઉતરીએ છીએ ત્યારે ત્યારે આપણુને દરેક ઠેકાણેથી

એક વસ્તુ તો અવશ્યમેવ દેખાઈજ આવતી અને તે 'ધર્મ શ્રદ્ધા'. આપણે કુમારપાળ રાજાના વખતનું દિગ્દર્શન કરીએ તો પણ આપણને તે વખતની ધર્મપ્રભાવના અને અડગ ધર્મશ્રદ્ધાનો ખ્યાલ આવ્યા શિવાય નજ રહે. તે વખતના પૂ. આચાર્યો, મુનિવરો તથા શ્રાવકો કેવા ધર્મપ્રેમી હતા? એટલું તો કહેવું જ પડશે કે તે વખતના જેવી 'ધર્મશ્રદ્ધા' તો અત્યારે નથીજ. કલિકાળસર્વજ્ઞ પુજ્યપાદ હેમચંદ્રાચાર્યનું એક એક વચન ઝીલવા કુમારપાળ જેવા અઢાર દેશના માલીક પણ આતુર રહેતા. દરેક યુગમાં ધર્મશ્રદ્ધાની ખાસ અગત્ય છે. ધર્મ વિનાનું જીવતર તદ્દન નકામુંજ છે. કુમારપાળ રાજાની ધર્મશ્રદ્ધાનો એક દાખલો ખાસ નોંધી રાખવા જેવો છે:—

જ્યારે પુસ્તકો લખતાં તાડપત્રો ખુટયાં ત્યારે કુમારપાળ રાજાએ ચઉવીહારનું પચ્ચખ્ખાણ કર્યું કે "જ્યાં સુધી તાડપત્રો હું લાવું નહિ ત્યાં સુધી આહાર પાણી ત્યાગ" આ તેની અચળ અડગ ટેક જોઇને દેવતા પણ પ્રસન્ન થયા અને બગીચાનાં જેટલાં ઝાડોને કુમારપાળે હાથ લગાડયો તે બધા તાડપત્રનાંજ થઇ ગયાં. છતાં પણ કુમારપાળ રાજાના હૃદયની ભાવના શું હતી? આ બધો ધર્મનોજ પ્રભાવ છે. મારૂં શું ગજું? એવી ભાવના આ જમાનામાં કદી થાય ખરી? અત્યારે તો આપણે એમજ કહીએ કે "આ મારી શક્તિથી થયું," આ ભાવના છાજે?

કુમારપાળનો આ દાખલો તો શ્રદ્ધાળુઓને માટે બસ જ ગણાય. જ્યારે ધર્મ માટે પ્રાણ પાથરનારા સંખ્યાબંધ શ્રાવકો તથા સાધુઓ હતા ત્યારે શાસનની જાહોજલાલી જવલંત અને દેદીપ્યમાન હતી; આજે હજુ કેટલાક સાચા શ્રદ્ધાળુઓની તથા શાસનપ્રેમી મુનિઓની હાજરીથી એ જવલંત કીર્તિ કાંઈક પણ ટકી રહી છે. સાચા શ્રદ્ધાળુ માણ-સોને તો કદી પણ અહંકાર આવતોજ નથી, કારણ કે તેઓનાં હૃદયો ધર્મભાવનાઓથી છલકાતાં હોવાને લઇને પાપકર્મને તો કદી પણ વાસો નાજ મળે. અહંકાર એ એક ખરાબમાં ખરાબ દુર્ગુણ છે. સારી ભાવનાઓ ઉત્પન્ન કરા-વવા માટે, સારા સંજોગો લાવવા માટે સંસ્કાર જોઇએ; અને સારા સંસ્કાર તો ઘરનાં મનુષ્યો પાસેથીજ મળી શકે છે. 'જેવું જુએ તેવું શીખે; બાળકને સારા, અનુકુળ સંજોગોનો લાભ આપવો એ દરેક હિતેચ્છુ માબાપની ફરજ છે. ધર્મ એ શું છે? ધર્મનું રહસ્ય તથા જૈનધર્મના તત્ત્વોનું ઉડું જ્ઞાન મેળવવા યત્ન કરો. ઉંચી ભાવનાઓ પ્રગટાવો, સાચા શાસનસેવક બનો. તમો એમજ ઇચ્છો કે "મારો ધર્મ મરતાં સુધી પણ નહિજ ચુકું."

*

આ વીસમી સદીના વાવાઝોડામાં કેટલાક બીચારા અજ્ઞાનીઓ અને ધર્મના દ્રોહીઓ નિજધર્મ અને કર્ત્તવ્ય ભૂલી જઈ પાંડિત્યના ગપાટા મારી સત્ય વસ્તુ ઉપર ઢાંક

પીછોડો કરવાનું શીખી રહ્યા છે. જમાનાના પ્રવાહે આ બધાને દંભ, અભિમાન, આડંબર ભણાવ્યો છે. શાસનની હીલણા કરવી એજ શી ખબર તેઓને કેમ સારૂં લાગે છે? આજે આપણા સત્ય માર્ગ ઉપર અધર્મીઓ પોતાના ડહાપણના અખુટ ભંડારમાંથી સત્ય વાતને છુપાવી જુઠાણા ભરેલી વાતો કહી જનસમાજને અવળે માર્ગે દોરે છે તથા પ્રહારો કરી શાસનની હીલણા કરવા મથી રહ્યા છે. કોઈ સત્ય વાતને સમજાવશે? વિચારશે?

*

આ કહેવાતા પ્રગતિના જમાનામાં નિંદકો અને કહેવાતા મોટાઓ શાસનવિરૂદ્ધ વાતો, દુનિયાના ચિત્રપટ ઉપર આલેખવા માગે છે; જગતને ઉંધે રસ્તે દોરવા માંગે છે અને કહે છે કે:—

**" જમાનો બદલાયો ", " યુગ બદલાયો, "**
**" એ વખત વહી ગયો ", " ધર્મ એ ધતિંગ છે. "**

આમ, કહેનારાઓ અને લખનારાઓ જનતાને ઉંધે માર્ગે દોરવાના તેમના યત્નોમાં સફળ ના થાય એટલે દૂર દૂર બેઠે બેઠે તારની દોરી ખેંચી સુવિહિતો ઉપર આક્ષેપો મુકી નિંદા કરે છે લાયકાતના ભાન વગરના આવા નિંદાના પુજારીઓથી શું આપણે ડરી જવું? આજે આપણા સમાજની અંદર કેટલાક એવા પણ બાહ્યાડંબરી પુરૂષો છે,

જેઓ સંસ્થાઓમાં સત્તાધારીની પદવીએ બિરાજતા હોય, પ્રેમ અને અહિંસાના સૂત્રોની શીખ દેતા હોય, પણ ધર્મ અને ગુરૂઓના કાર્ય ઉપર છીણી ફેરવતાં વાર કરતા નથી. સ્ફટિક જેવા શાસનસરોવરની અંદર આવા કાગવૃત્તિવાળા-ઓથી શું શાસનસેવકો ડરી જશે ?

આપણામાં કેટલી લાયકાત છે તેનો ખ્યાલ કર્યા પછીજ જો કાંઇ નિંદા કરવાનો ઇજારો રખાતો હોય તો તો જાણે ઠીક, પણ લાયકાત અને અક્કલ વગર, જાણે પોતાની બુદ્ધિનું પ્રદર્શન ના થવાનું હોય તેમ વલોપાત કરવો એજ દુર્જનાની દુર્જનતાની કિંમત આંકવા માટે બસ ગણાય ! કાંઇક સત્કાર્ય કરવા માટે જો આટલા બધા અમૂલ્ય સમયના સદુપયોગ થતા હોય તો તો જાણે સ્તુત્ય છે, પણ નિંદાની પહેલ કરનારી તેમની આવી વર્તણુંક તો અયોગ્યજ કહી શકાય.

*

દુનિયામાં બહારથી કહેવાતા કેટલાક અગ્રગણ્ય ગણાતા મનુષ્યો અંદરખાનેથી કેવા હોય છે તે જ્યારે તેઓના જીવનના ઉંડાણમાં પેસીએ ત્યારેજ ખબર પડે. આગળ પડતો ભાગ લઇ કેળવણી અને ઉન્નતિની પાછળ સમાજનાં નાણું ધુમ કઢાવે રાખે છે, પછી જે વ્યવસ્થા કરવી હોય તે કરે ; માનવંતી પદવીએ બીરાજતા ચાલુ જમાનાના કેટલાએ

વ્યસ્થાપકો તથા સંચાલકો બહારથી તો પ્રેમ, દયા, ભક્તિના ઉદ્ગારો કાઢે છે, પણ ઘરને ખુણે બેસી એજ સમાજની, એજ ધર્મની, અને એજ સુવિહિત મુનિ મહારાજોની નિંદા કરી ધર્મ ઉપર છરી ફેરવે છે. આવા પાપના પૂજારીઓથી સમાજ બચશે કે ?

*

જમાનો બદલાયો; યુગ બદલાયો; જૈનો બદલાયા; સઘળી એવી વસ્તુઓનું પરિવર્તન થયું. ધાર્મિક પ્રવૃત્તિ કરતાં બહારનાં વાતાવરણો સારાં લાગ્યાં. આ શું બતાવે છે? અધ:પતન.—બંધુઓ ! વિચારો, મનન કરો. શાસનહિતચિંતકો ! ખ્યાલમાં રાખજો કે હજી આટલું પણ છે; તેની પણ જોઇતી સાર સંભાળ કરવામાં જો પ્રમાદી થશો તો વખતના જવાની સાથે આપણે કઇ દશા ભોગવીશું તેની કાંઈ કલ્પના થાય છે? સુધરેલો ગણાતો યુવાન વર્ગ કદાચ કેટલી કુશંકાઓથી અથડામણમાં આવી જતો હોય તો તે બનવાજોગ છે; પણ શાસ્ત્રનાં પ્રમાણો આગળ, પ્રભુએ ભાખેલા વચનો ઉપર શ્રદ્ધા રાખીને પણ યુવાનવર્ગે સત્યના માર્ગ ઉપર ચાલવું જોઇએ તથા જૈનધર્મના સંપૂર્ણ રહસ્યને સમજવું જોઇએ. આજકાલ કેટલાએ અજ્ઞાન પુરૂષો શાસ્ત્રોને ખોટાં પાડવા માગે છે; ખોટી વસ્તુને ધર્મ કહી સમાજને ઉંધે રસ્તે ધર્મના બહાને દોરવા માંગે છે એ નિંદ્ય છે,

માટે સારી ભાવનાઓ ઉત્પન્ન કરો અને અજ્ઞાન તથા કદાગ્રહથી ઉન્મત્ત બનીને સમાજના ધર્મજીવન ઉપર છીણી મૂકવા તૈયાર થયેલા અધર્મિઓના ખોટાં અને કલંકીત વચનો ઉપર વિશ્વાસ ના મુકો.

*

આવા ડામાડોળ થતા સમયમાં સાચા જૈનોએ શું કરવું ? ધર્મની વિજયપતાકા પ્રસરાવવા પોતાથી બનતું કરવું. ધર્મના બહાને ધર્મના વિરોધીઓ તરફથી ફેલાવવામાં આવતાં જુઠાણાને સત્ય સ્વરૂપમાં પ્રગટ કરી દેવાં અને યોગ્ય ઉપાયો લેવા પ્રયત્નો કરવા. જૈન સમાજની ઉન્નતિ કરવી હોય તો તમારા ભાઇઓને સાચા, સત્યપ્રેમી, અને ધાર્મિક ભાવનાઓથી સંપૂર્ણ બનાવો. સમાજને જરૂર છે નિડર, શૂરવીર અને ધર્મિ વ્યક્તિઓની–સમાજ એજ માગે છે–એજ ઇચ્છે છે–આ **વીસમી સદીમાં** સારી છાપ પાડવાની જરૂરીયાત છે. ભાઇઓ, આ બધું હૃદયમાં ઉત્તરે છે ? જૈન એટલે શ્રી જિનેશ્વર પ્રભુની ભક્તિમાં રક્ત રહે તે.

*

ભાવનાશીલ બનો. જે વ્યક્તિ ઉત્તમ કોટિની છે તે તો મોક્ષજ ઇચ્છે છે; તેને ક્ષણિક સંસારના સુખોની દરકાર નથી, તે તો ફક્ત ધર્મકાર્યમાંજ પ્રવૃત્ત રહે છે. મધ્યમ કોટિના મનુષ્યો આ લોક ને પરલોક બન્નેનું સુખ ઇચ્છે છે. મધ્યમ કોટિના મનુષ્યોને ધર્મ ઉપર કિંચીત્ રાગ હોય છે, એટલે પરલોકના કલ્યાણાર્થે પણ ધર્મકાર્યમાં રકત રહે છે. જ્યારે

નરાધમ મનુષ્યો કામ અને અર્થની પાછળજ ભમ્યા કરે છે, તેઓ તો ફક્ત આ લોકના સુખનીજ ઇચ્છા કરે છે. તેમને ફક્ત દરકાર છે તેમના ઐહિક સુખની, તેઓ તો અર્થને પણ ધર્મ કહે છે અને કામને પણ ધર્મ કહે છે. ધર્મને માટે ખરો ધર્મ કરવાનું તો તેમને સુઝતુંજ નથી બંધુઓ ! આ બધું ખુબ વિચારજો !

*

એવું કોઈ પણ માણસ જગતમાં જન્મ પામતું નથી જેને માટે કાંઈ પણ કામ નિમાણુ ના થયું હોય.

*

વિદ્યા સમાન કાંઇ પણ ઉત્તમ નથીજ. વિદ્યા પ્રાપ્ત થયાથી કેવળ જ્ઞાનમય દશાજ અનુભવાય છે એ વાત ભૂલવા જેવી નથી.

*

સમ્યગદૃષ્ટિનું પહેલું લક્ષણુ ઉપશમ છે. ઉપશમ એટલે અપરાધી હોય, દુશ્મન હોય, મારનાર હોય તેનું પણ બુરૂ ના ઇચ્છવું, સમ્યગદૃષ્ટિની ભાવના આ હોવી જોઇએ.

*

તમારા પુત્રોને કઇ જાતની શિક્ષણુની જરૂર છે ? તમારા પુત્રોને નિશાળની ચોપડીઓ ભણાવી ફક્ત પુસ્તકોના કીડા બનાવવા છે ? ધાર્મિક સંસ્કારો, ધર્મ પ્રત્યેની લાગણીઓનું જ્ઞાન ક્યારે આપશો ? તમારાં બાળકોમાં તમે ધર્માભિમાન ક્યારે પ્રકટાવશો ? તમારો છોકરો ગુરૂ મહારાજ પાસે જઇ ધર્મનો બોધ લે તેવું ઇચ્છો; તમારા શાસનની ઉન્નતિ કરવી

હોય તો ધાર્મિક સંસ્કારોના ઉંડાં બી તમારા પુત્રોના હૃદયમાં નાખવાની જરૂરીઆત છે તે ક્યારે સમજશો ? તમારો પુત્ર ધાર્મિક કેળવણી લઈ, ધર્મનો ઉંડો અભ્યાસ કરી શાસનની સેવા બજાવે એવું ઈચ્છો—તેના આત્માની ઉન્નતિ કરવા દો.

*

જગતમાં સુખ, દુઃખ ઈત્યાદિની ઘટમાળ ચાલતી આવેલી છે. સંસાર સાગરની પેલે પાર જઇ સાચું આત્મીય સુખ પ્રાપ્ત કરવા માટે સત્ય ધર્મની પીછાણ થવાની જરૂરીયાત રહે છે એ વાત નિર્વિવાદ છે. નિજ ધર્મ અને કર્તવ્યનું ભાન કરાવવા માટે સદ્‌ગુરૂનો સમાગમ, વ્યાખ્યાન શ્રવણ ઇત્યાદિ સાધનો બસ છે. સાચો ધર્મી તો સુખ દુઃખ ઈત્યાદિની પરવા નથી કરતો, બલ્કે મનોવાંચ્છિત આત્મીય સુખના લ્હાવા લેવાનેજ ઉત્સુક બન્યો રહે છે. આપણો સમાજ અત્યારે દુઃખ અને સંકટો રૂપી વાદળોથી ઘેરાયેલો છે; ધર્મ અધર્મનો ભેદ કોઈ સમજાવે તો તેનું કોણ સાંભળે છે ? વીરની વાટે તો શૂરાનું કામ છે, કાયરનું નહિ ધર્મી શ્રદ્ધાળુનું કામ છે. વીરના વીરક્ષેત્રમાં પ્રભુની આજ્ઞા પ્રમાણે વર્તવું એ શું આપણી ફરજ નથી ? સાચા દ્રષ્ટિબિંદુને પીછાણો, સત્યાસત્યનો ભેદ સમજો. જગતની અંદર આપણો ઈતિહાસ કોઈ અનેરૂ પ્રકાશ પાડે છે એ વાત ભૂલવા જેવી નથી.

*

ભગવાનના કલ્યાણક વખતે ઇન્દ્રની આજ્ઞાથી દેવતાઓ આવે છે, પણ તેમાં કેટલાક મિથ્યાત્વી પણ હોય છે; અને

તેઓ કુતુહલ નિહાળવાના ઉદ્દેશથી આવે છે. તો કોઇ ભક્તિના લીધે આવે છે, તો કોઇ ઇન્દ્રના વચનોની ખાત્રી કરવા આવે છે, પણ જે આવે છે તે કાંઇને કાંઇ લઇનેજ જાય છે. માટેજ ભગવાનના પાંચ કલ્યાણુક વર્ષમાં ઉજવાય છે, તથા વરઘોડા નીકળે છે તે વખતે શ્રાવકોએ તો ખાસ કરીને આવવુંજ જોઇએ. પરમાત્માના વરઘોડામાં પણ શીથિલતા ? અત્યારે આપણે ઘણેખરે ઠેકાણે નિરૂત્સાહ અને આળસ જોઇએ છીએ, કારણ ફક્ત એટલુંજ છે કે પ્રમાદને લીધે આપણે જઈ શકતા નથી. પણ વર્ષમાં ફકત પાંચજ દિવસો પ્રભુના કલ્યાણુકના વરઘોડામાં આવવું એ દરેક શ્રાવકની ફરજ છે. આપણા પોતાનાજ તહેવારના ઉત્સવના દિવસોમાં પણ આપણે આપણી સંસારીક પ્રવૃત્તિઓને ત્યજી ના શકીએ તે શું બતાવે છે ? ધાર્મિક પર્વના દિવસોમાં પણ દુકાન, કામ-કાજ શા માટે ત્યજી નાહ શકતા હોઇએ ?

*

સાચો ગુરૂ કોણ છે ? નિઃસ્પૃહ, અને નિઃસ્વાર્થ ભાવનાવાળો હોવો જોઇએ. સાચા ગુરૂને મોટું કોણ ને નાનું કોણ એ ભાવના ના હોય. શત્રુ કોણ અને મિત્ર કોણ એ ભાવના ના હોય છતાં આ યોગ્ય છે અને આ અયોગ્ય છે, આ શાસનનો શત્રુ છે અને આ મિત્ર છે એવો ભેદ પારખનારો તો તે હોવોજ જોઇએ. બધે ઠેકાણે સમાનવાદ ન ચાલે. જે વીર પ્રભુના નામથી તેઓ પૂજાય છે તે વીરપ્રભુનાં ઉપદેશેલાં વચનોનો જ ઉપદેશ દે તેજ સદ્ગુરૂઓ છે, અને

તેજ શાસનની ઉન્નતિ કરી શકે છે. જેઓનાં મહાવ્રતો ગયા છે, જે આ જીવિકા માટે પ્રવૃત્તિ કરનારા છે, જેઓના મુખમાંથી ધર્મ વિનાની યદ્વા તદ્વા વસ્તુ ઝરે છે તેને જ્ઞાનીઓ વેષધારીઓ કહે છે. આપણે આજ ઘણું તપાસવાનું છે. આપણો સંબંધ સદ્‌ગુરૂઓ સાથે છે પણ કુગુરૂઓ કે વેષધારીઓ સાથે નથી.

*

જેવા માતાના સંસ્કારો હોય છે તેવાજ પુત્રના પણ બને છે; જેવી રીતે માતા પોતાના પુત્રને ધાર્મિક છાપ પાડવા માગે તેવી રીતે પાડી શકે છે. બાલ્યાવસ્થામાંથીજ જે ધર્મસંસ્કારોનાં બી રોપવામાં આવ્યાં હોય તે મોટપણે સારા સ્વરૂપમાં બહાર નીકળે છે; એટલે કે તે બાળક સાચો ધર્મી બને છે; ધર્મ પામે એટલે તે સારાસારનો વિચાર કરી શકે છે; પુણ્યના પ્રતાપે મનુષ્યો જ્યાં જાય છે ત્યાં સુખી જ થાય છે. પણ પુણ્ય ઉપર આધાર રાખીને " ઉદ્યમ " ન કરવો એવી ઈચ્છા ન રાખવી. સમ્યગ્ દૃષ્ટિને માટે " ઉદ્યમ "-ની મુખ્યતા છે.

કોઇ એક ગામમાં એક દિવસે સંઘ ભેગો થયો હતો; અને સંઘનો ભેગા થવાનો ઉદ્દેશ ધર્મશાળા બંધાવવા માટે વિચાર કરવાનો હતો. આ વખતે કોઇ એક શેઠ ત્યાં આવી પહોંચ્યા અને વાત ઉપરથી સમજાયું કે ધર્મશાળા બંધાવવા સંબંધી વાત ચાલે છે. આ ઉપરથી પેલા શેઠના હૃદયમાં ભાવના ઉત્પન્ન થઈ કે શા માટે આ ધર્મશાળા હું ના બં-

ધાવું ? શેઠ સંઘને વિનંતિ કરીને કહ્યું કે મને ધર્મશાળા બંધાવવાની રજા આપો. સંઘે પ્રત્યુત્તર આપ્યો કે ભાઈ ધર્મ-શાળા સંઘના નામથી બંધાવવાનો અમારો વિચાર ચાલે છે; પણ શેઠ તો આગ્રહપૂર્વક વિનંતિ કરવા લાગ્યા. આ ઉપરથી જુવાનીયાઓ એકદમ બોલી ઉઠયા કે માટી ચુનાની ધર્મશાળા તો અમારાથી બંધાવાયછે, પરંતુ સોનાની તમારાથી બંધાવી શકાય તો બંધાવો—તદનુસાર શેઠે તો સોનાની ધર્મ-શાળા બંધાવવાની કબુલાત આપી. જો કે યોગ્ય ગુરૂ મહારાજ હતા અને તેમને ખબર પડી એટલે "સોનાની તે ધર્મશાળા હોય" એમ સમજાવી મામલો, રસ્તેસર પાડયો પણ આ દૃષ્ટાંતથી સમજાવવાનું એ છે કે ધર્મનાં કાર્યોમાં ભાગ લેવા માટે ધર્માત્માઓ કેવા તલપાપડ રહેતા હતા ? તેઓ કોઈનો વાદ નહોતો જોતા, પ્રાણ તોલવામાં પણ પાછી પાની નહોતા કરતા. વિના માગ્યે સહાય આપવા દોડતા. શાસનની સેવામાં આપણે પણ જો આપણું સર્વસ્વ અર્પણ કરી દેવાની આવી નિષ્કામ બુદ્ધિ કેળવીએ તો શાસનનો આજેજ મહાન ઉદ્યોત થાય. વળી સહાય માગવા આવનારની રાહ શું કામ જોવી જોઇએ. કે માગનાર માગવા આવ્યો હોય અને યોગ્ય હોચ તો પછી મુખ શું કામ મરડવું જોઇએ ? અને આટલું બધું અપાય "?" આપું તો મારૂં શું થાય ? એવાં નિર્માલ્ય વિચારો પણ શું કામ આવવા જોઇએ ? પ્રભુના શાસનનો રૂડો નિશ્ચય કર્યા પછી સમ્યગ્ દૃષ્ટિને 'અર્પણ'-નીજ બુદ્ધિ હોવી જોઇએ.

પુણ્યશાળી આત્મા તો ધર્મકાર્યમાં આગળ વધતાજ જાય છે. ધર્મ પામવાને વધારે જિજ્ઞાસુ બને છે; અને આથી તેની ધર્મ પ્રત્યે વાસ્તવિક પ્રેમની લાગણી વધેલી હોવાથી તે પ્રેમના આધારે વધુ જ્ઞાન મેળવવાની ઈચ્છા કરે છે અને તેને સફળ કરવા માટે તે સંયમ ધારણ કરે અને પછી આચારાંગ વિગેરે સૂત્રોનું અધ્યયન કરે. ધર્મના પ્રત્યે અરૂચિ ધરાવનારા મનુષ્યો સૂત્રો વાંચે તોયે નુકશાનકર્ત્તા છે. અને રૂચિ ધરાવનારાઓ તો વિના અધિકારે વાંચેજ નહિ. ગૃહસ્થોને જ્ઞાની અથવા બહુશ્રુત થવાનો સરસમાં સરસ રસ્તો "વ્યાખ્યાન શ્રવણ" છે. સુવિહિત સદ્‌ગુરૂઓના વ્યાખ્યાનાદિકમાં માણસોને લઈ જવામાં આવે તો તેઓ પોતાના ધર્મ વિષે કાંઇક જાણતા થાય છે અને તેથી પોતાના ધર્મ પ્રત્યે તેઓનો દ્રઢ પ્રેમ પણ વધતો જાય છે.

*

## દાન કોને આપશો ?

સુપાત્રે અપાયેલું દાન શ્રેયસ્કર છે. યોગ્ય સ્થળે યોગ્ય કાર્યમાં અને સાચી પ્રવૃત્તિમાં અપાયેલ દાન સાર્થકતા કરે છે; તમે કોઇ ગરીબને દાન આપો તો તમારા હૃદયમાં તો એજ ભાવના હોવી જોઇએ કે આ બિચારો સુખી થાય. નહિ કે આ દાનમાંથી તે વધારે કમાય અને આરંભ વધારે. **પાપવૃદ્ધિ માટે દયા ન હોવી જોઇએ;** પણ ગરીબને સુખી બનાવવાની એટલે કે પાપમાંથી નિવૃત કરા

વવાની ભાવનાથીજ દાન અપાવું જોઇએ, આનું નામ ભાવદયા કહેવાય. અનુકંપા અથવા દ્રવ્યદાનમાં પણ જો ભાવદયાના દાનનો ઝરો વહેતો હોય તો જ તે કામનું. દાન આપનારને પણ દાન કોને અપાય છે? લેનાર કુપાત્ર છે કે સુપાત્ર? આપવાથી શામાં ઉપયોગ થશે, પરિણામ શું આવશે? એ તપાસ કર્યા પછીજ દાન આપવું. સુશોભિત નામો, કે અહેવાલોની ટાપટીપથી ગભરાઇ કે શરમાઇ ન જવું. જેનો અતિશય આડંબર હોય છે તેનામાં મોટામાં મોટી પોલ હોય છે. તેનો નિશ્ચય કરી રાખવો. એવા પારકે પૈસે પરમાનંદ કરનારા બહુ હોય છે–કે જેઓ દેવદ્રવ્યનો ન્યાય નથી જોતા, જ્ઞાનદ્રવ્યનો ન્યાય નથી જોતા, ગુરૂદ્રવ્યનો કે સાધારણ દ્રવ્યનો ન્યાય નથી વિચારતા, જેઓ બીજા સુવિહિત મહાપુરૂષોની નિંદા કરે છે અને પોતાના છતા દોષો પડદો નાખીને તથા અછતા ગુણો ઉભા કરીને કેવળ આત્મપૂજાના એક અનાર્ય સ્વાર્થમાં રાચ્યામાચ્યા રહે છે, જેઓને શાસનની કે શાસનના પવિત્ર સૂત્ર સિદ્ધાંતોની કાંઇ પડીજ નથી, જેઓ "કેળવણી" તથા "ઉન્નતિ" વિગેરેને બહાને માત્ર ભોળી જનતાનાં નાણાં જ ધુમ કઢાવે રાખે છે? જૈન ધર્મમાં એને "કુપાત્ર" કહેવામાં આવે છે. જેનોનું વિત્ત "કુપાત્ર" માં પડવું ન જોઇએ. કારણ કે એનું પરિણામ પણ જૈન સમાજના ભયંકર વિનાશમાં અવતરે છે.

*

# આપણો નાયક.

કોઇ પણ કાર્ય શરૂ કરતાં પહેલાં આપણે સમજવું જોઈએ કે આપણો નાયક કેવો છે? કાર્યના પરિણામનો આધાર સારા અને બાહોશ નાયક ઉપરજ છે. એક કુશળ નાવિક વહાણને પેલે પાર લઈ જવા શક્તિમાન થાય છે. તથા પોતાની સઘળી શક્તિનો ઉપયોગ સંકટના સમયે કરી શકે છે.

આપણો નાયક સહનશીલ, બાહોશ, કુશળ અને આત્મભોગ આપી કાર્ય કરનારો હોવો જોઈએ. સહનશીલતા એ મનુષ્યમાં રહેલો સારામાં સારો સદ્‌ગુણ છે. આપણે ચીડીયો, અભિમાની અને ડરપોક નાયક ના જોઈએ. પરંતુ ચારિત્ર્યવાન, સદ્‌ગુણોવાળો અને સહનશીલ નાયક જોઇએ. નાયક એટલે પુતળું નથી, પણ જોખમદાર ( Responsible ) વ્યક્તિ છે. તેના બોલવામાં ગાંભીર્યતા હોવી જોઈએ. નાયકે પણ ધ્યાનમાં રાખવું જરૂરનું છે કે સત્કાર્યની પ્રવૃત્તિ કરતાં અડચણો આવશે, પણ સહનશીલ થઈ સઘળા ઉપાલંભો સહન કરી લીધેજ છુટકો. નાયકની સત્તામાં ગૌરવ છે. કાર્યની શરૂઆત કરતાં પહેલાંજ આપણે સમજવાનો અતિ મહત્વનો પ્રશ્ન આપણા નાયકની પસંદગીજ છે.

આપણો નાયક એટલે આપણો રાજા ( King ) પણ જો તે લાયકાતવાળો હોય તો. કેટલીક વખતે કાર્ય શરૂ કર્યા પછી પાછળથી તે કાર્યને બરાબર પ્રોત્સાહન નથી મળતું તેનું કારણ ફક્ત સુયોગ્ય નાયકની ખામીને લીધેજ છે. માટે કાર્યની શરૂઆત કરતાં પહેલા આપણા નાયકની (Leader) પસંદગી બહુજ ચોકસાઇપૂર્વક થવી જોઇએ.

*

# યુવકની ફુલવાડી.

ભાઇ ! તેં શું કર્યું ? ભણ્યો ગણ્યો, વ્યાપાર કુશળ થયો પણ શાસન સેવા કરી ? તારા ભાઈઓને તારા જ્ઞાનનો, તારા વિચારોનો લાભ આપ્યો કે ? તું જ્યારે વિદ્યાર્થી હતો, ત્યારે તારા આદર્શો કેવાં હતાં ? ત્યારે તારી ભાવનાઓ કેવી સુંદર હતી ? આજ તો તું પરતંત્રતાની સાંકળોથી ઝકડાયેલ છું. કેમ સાચુંને ? તારી બાલ્યાવસ્થા યાદ આવે છે ? ચાલ, થા તૈયાર ! તારા બંધુઓની સેવા માટે ! તું સહનશીલ છે ? બનવા પ્રયત્નો કર્યા ? તું શાન્ત છે કે ? વીર યુવક ! તું એટલે સમાજનો એક સ્થંભ, તું એટલે અનેરી આશાઓનો પોષક !

ભાઇ ! આ સેવા ક્ષેત્રમાં તારા જેવા ઘણા યુવકોની જરૂર છે.

દુનિયાની નિંદા કે પ્રશંસાની પરવા ના કરીશ, પણ ફક્ત કર્તવ્યપરાયણ થવાજ તારા જીવનનું ધ્યેય તાકજે. "ક્ષણિક આ જીંદગી માનવની." માટે તારાથી બને તેટલું સત્કાર્ય કર. જોજે તારા હૃદયમાં અહંકાર ના રાખીશ ? જ્ઞાતિભિમાન રાખજે, દેશાભિમાન રાખજે. ધર્માભિમાન રાખજે, પણ ફાંકો ના રાખીશ કે "બસ આ મેં કર્યું" ?

તારી ફુલવાડીના પુષ્પ ચુંટવા તો ઘણાએ થનનન.... નાચી કુદી રહ્યા છે. તોપણ કેમ તું હજી કાંઈ બોલતો નથી. એટલામાં સામા ખુણામાંથી પડકાર આવ્યો, "ધર્મના માટે, તીર્થના માટે, દેશના માટે, કોમના માટે, અમારા પ્રાણ આપવાને અમે તૈયાર છીએ. બસ, આ....તે જ હોંશીલા યુવકો, અને આવાજ શાસન સેવકોની જરૂર છે.

*

## સેવા ભાવના.

ભાઇઓ ! સેવા ભાવનામાં કદી રચ્યાપચ્યા રહ્યા છો ? સેવા કદી કરી છે ? સેવાનો સાચો અર્થ સમજ્યા છો ? કીર્તિની માળાઓ પહેરવા લાખો રૂપીઆનું દાન કર્યું હોય. તે શું સેવા કહેવાય ? સાચા પ્રેમથી, અંતરના ઉમળકાથી, ગુપ્તદાન કરી, સુપાત્રની સેવા કરવી તેજ સાચી સેવા, દુઃખીને દિલાસો આપવો, ભુખ્યાને ભોજન આપવું, તેજ સાચી સેવા.

યુવકો ! તમારા ટાંટીયાના જોરથી, તમારા યુવાન ભેજાની મદદથી તમારા બાંધવોની સેવા કરવા કદી ના ભૂલતા.

માંદા, અપંગ, આંધળા, લુલા, તથા અશક્તને મદદ કરો. તેમના અંતરના આશિર્વાદ ગ્રહણ કરો. તમારી સેવા ભાવનાની ઇચ્છા ફલીભૂત કરો. ગરીબ તથા પૈસાદાર વચ્ચે તફાવત ન સમજતાં સર્વને એકજ સમજી સર્વનું ભલું કરજો. “ પરોપકાર એજ રણવીરો તથા ભડવીરોનું કાર્ય છે. ” સાચી સેવા કરી અણુમુલ ઉપકારી થાવ. કીર્તિનો મોહ ના રાખતાં.

આપણા પરોપકારી સદ્‌ગુરૂઓ પણ સાચી **શાસન** સેવાના અણુમુલ પાઠો આપણને સમજાવે છે. સત્કાર્ય કરવા પ્રેરે છે. જુવાનીમાં જે થશે તે ઘડપણમાં નહીજ થાય. માટે સેવા માર્ગના ક્ષેત્રમાં આગળ ઝંપલાવો.

ધર્મ સેવા, તીર્થ સેવા, શાસન સેવા, કરવા તમારાથી બને તેટલું કરો.

*

આપણા સમાજના નેતાઓ છે. તેઓના સંસ્કારો બાલ્યાવસ્થામાંથીજ સારા, ધાર્મિક અને આદર્શોથી ભરપૂર બનાવવામાં આવે તોજ આપણો સમાજ ઉન્નત થઇ શકે.

આ વિસમી સદીમાં બાહ્ય આડંબર, ટાપટીપ અને ફેશન વધી છે, તેનો ભોગ ઘણાએ યુવાનો થયા છે, થાય છે અને થશે. આ તેઓની ભૂલ છે; પરંતુ આપણા શ્રીમંતો ધારે તો આપણા સમાજની સ્થીતિ સુધારી શકે એમ છે, પરંતુ ગરીબાઇનો અને સામાન્ય વર્ગની સ્થીતિનો ખ્યાલ શ્રીમંતોને કયાંથી આવે ?

આપણા શેઠીઆઓ તથા નેતાઓની દ્રષ્ટિઓ બહુજ સંકુચિત હોય છે; જ્યાં જુઓ ત્યાં શેઠના સગાવહાલાંજ નોકરીઓમાં હોય પછી સમાજના યુવાનોને કયાંથી પ્રોત્સાહન અપાય ?

શ્રીમંતો અને આગેવાનોએ બહુ વિશાળ ભાવના રાખવી જોઇએ. જૈન સમાજમાં ધનિકો છે, ધન છે, સાધનો છે, જોમ છે, ઉત્સાહ છે, બધુંય છે–પણ આગેવાનો અને ધનિકો જ્યાં સુધી તેઓની કુંભકર્ણની નિંદ્રા નહી ઉડાડે ત્યાં સુધી સમાજનો અભ્યુદય થવો અતિ દુષ્કર છે. સમાજને આજે ખાસ જરૂર છે. " યોગ્ય અને આદર્શ કેળવણીની" "યુવાનોને સારા ધંધાઓમાં આગળ વધારવાની" અને " સ્ત્રી શિક્ષણ માટે યોગ્ય ઉપાયો યોજવાની; " તદુપરાંત

વિધવા બહેનોના પ્રશ્નને તો હૃદયપટમાં કોતરી રાખી તેઓનું શ્રેય કરવાનુંજ છે. ઉપરોક્ત બીના તરફ આજના શ્રીમંતો-આગેવાનો લક્ષ્ય આપે તોજ બની શકે.

ધનાઢયોએ એટલું તો અવશ્ય યાદ રાખવું જોઇએ કે પૈસાનો ચળકાટ ક્ષણિકજ હોય છે; કીર્તિની માળાઓ પહેરવામાં, ખોટી વાહવાહ કહેવરાવવામાં મોટાઇ માનતા હો તો ભૂલ છે–આપણા સમાજમાં મોટા મોટા મીલમાલેકો, મોટી મોટી પેઢીઓ ચલાવનારા અને સર્વ સાધનસંપન્ન ધનિકો છે, છતાં પણ આપણા યુવાનોને નોકરીઓ માટે જ્યાં ત્યાં ભટકવું પડે, અને બેકાર અવસ્થા ભોગવવી પડે એ શું આપણને ઓછું શરમાવનારૂ છે ?

સમાજની સેવા તો યુવાનોએ કરવાની છે; વડીલોની સાથે હળીમળી આપણા સમાજને આદર્શ બનાવવાનો છે. પણ આગેવાનો અને શ્રીમંતોના વિચારો અને અંતરની ઉર્મીઓ ઉદાર થયા સિવાય આપણે શી આશા રાખી શકીએ ? આપણો સ્ત્રી સમાજ કેળવણીમાં તદ્દન પછાત છે; નથી તેઓને ગૃહવ્યવસ્થાની આવડત, નથી તેઓમાં પોતાના બાળકો ઉપર સારા સંસ્કારો પાડવાની આવડત, નથી તેઓમાં જ્ઞાન મેળવવાની ઇચ્છા, નથી તેઓમાં સારા પુસ્તકો વાંચવાની ભાવના; આ બધા માટે આપણે આપણા સ્ત્રી સમાજને પત્રિકાઓ દ્વારા, લેખો દ્વારા, ભાષણો દ્વારા

( માંદાની માવજત, બાળ ઉછેર, ગૃહવ્યવસ્થા, વિગેરે) જ્ઞાન આપવાની ખાસ જરૂર છે. યુવાનો બહાર આવો. આ કામ તમારૂં છે. શ્રીમંતો તથા આગેવાનો તમારી કાર્યશકિત જોઈ તમારા કાર્યને જરૂર ટેકો આપશે. માતાના સંસ્કારો એજ બાળકના ભાવિ જીવનના આધારરૂપ છે એ વાત ખાસ યાદ રાખવાની છે.

આ જમાનાએ બધાને સુધારો કરવાનો પાઠ પઢાવ્યો છે, પણ જ્યાં યોગ્ય શિક્ષણ, આદર્શ ભાવનાઓ, અને ધાર્મિક સંસ્કારો ન હોય ત્યાં બહારનો કહેવાતો સુધારો શા કામનો ?

છેવટે, આગેવાનો અને શ્રીમંતો આ બાબતમાં બરાબર લક્ષ્ય આપી સમાજને યોગ્ય રસ્તે લઈ જવા યત્ન કરશે, અને યુવાનો પોતાના સઘળા ઉત્સાહથી સમાજની સેવા કરવા તત્પર રહેશે એવી ઉત્કટ ભાવના સાથે વિરમીશ.



